

# પ્રવિણા વિલાસી.

દોહરો

પહેલી પ્રત ઝટપટ ગઈ બીજી થઇ તૈયાર
છોડો દુરગુણ દુષ્ટને સદ્ગુણ ક્યો હથીયાર.


રચી છપાવી પ્રગટ કરનાર.

**અંબાલાલ જેશંકર પંડયા.**

**માંડવીની પોળ—અમદાવાદ.**



સંવત ૧૯૭૨ — સને ૧૯૧૫

આવૃત્તિ ૨ જી — પ્રત ૨૦૦૦.

અમદાવાદ—ખેતાઆને ચકલે ધી નટવર પ્રીન્ટીંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

મૂલ્ય ૦—૧—૦.

# વિષયોની અનુક્રમણીકા.









# કળીકાળને હોટલનો

## અભીલાખ.

(રાગ—શંકર વસે કૈલાસમાં.)

હાંસીમાં નથી ધેંસ ઓરવારે, (પણ) પડયો ચાહનો સ્વાદરે. હાંસી૦
કલાકે કલાકે બીડિયોરે, ત્રણ કલાકે ચાહરે;
ખોખુ થયુ ક્ષય રોગનું, કરી જીવતાં દાહરે. હાંસી૦
ત્રણ આનાની ચાહ બીડીયોરે, અરધા આનાનાં પાનરે;
ઘંટી ચાટે ઘરનાં છોકરાં, નથી ખાવાને ધાનરે. હાંસી૦
અત્તર ફુલેલ ને આરસીરે, માંથે આંબળાનું તેલરે;
આગળ છોગુ પાડે પાંથીઓ, તન દારૂથી રંગ રેલરે. હાંસી૦
ખોખુ થયુ ક્ષય રોગનુંરે, તેણે પહેર્યુ ખમીસરે;
અકડ અસ્ત્રીબંધ લુગડાં, કહે વેલ વેલ ધીસરે. હાંસી૦
બુટ સ્ટોકીંગ ના ઉતરેરે, ફરે ઘરમાં કે બહારરે;
આડંબર ઇંગ્લીશ રીતનો, કરે બીસકુટ અહારરે. હાંસી૦
હોટલ તો હૈયાનો હારછેરે, બીડી છાતીનું તેજરે;
ચાહ ચક્ષુનો બંધવો, હોટલ છે છેને છેજરે. હાંસી૦

## સવૈયા બત્રીસા એકત્રીસા.

હે ગુજરાતી ગુર્જરમાંથી શૌર્ય ગયું છે શાનાથી,
દારૂએ તો દાટજ વાળ્યો બીડી બાડી ચહાનાથી;
દુખના કુચા પીને બેઠા પહેર્યા ચરમાં મળીયું માન,
માંખણમાંતો મોશ્રીત ચેહું હૈયુ બળતું હીંદુસ્થાન. ૧
ધર્મ કર્મને વાદજ પડાઓ કરમે લગામ ઝાલી છે,
ધમકીથી તો ધર્મજ નાઠો હોટલ હૈયે વહાલી છે;
તાડી પીવા તતપર થઇને મુકયું સર્વ ભણેલું જ્ઞાન,
રસ્તા મહીં રડવડતા દીસે હૈયુ બળતું હીંદુસ્થાન. ૨
સોડાવોટર સારૂં લાગે લીમલેટમાં લાગ્યું છે ચીત્ત,
સવાર સાંજે શરબત ભાવે બીસકુટ આગળ અંધોભીત;
આવી રીતી સીખ્યા તેથી ભાવે નહીં કંઇ ઘરમાં ધાન,
લાલહુમ આખોથી મહેકુબ હૈયુ બળતું હીંદુસ્થાન. ૩
ચાહ બીડીમાં ઝાઝી પ્રીતિ દુધ તણું લેતો નહીં નામ,
હોટલમાં હૈયું હરખ્યું છે ગુર્જરનું તો પીને જામ;
સૌર્ય ગયું છે ગુર્જરનું તો બીડી ચાહને ચાવે પાન,
દીસા બીજી સુઝે નહીં કંઇ હૈયું બળતું હીંદુસ્થાન. ૪
જીંજીર ટૅાનીક જોર કરીને જુવાન નરને ખેંચે છે,
પીકમીઅપ પીવાને કાજે પૈસા પાકીટ વેચે છે;
લીથીયા મહીં લાડબડીયાં ખાને લહેરી રહે છે ખુબ ગુલતાન,
રાસબરી રસવાળી લાગે હૈયુ બળતું હીંદુસ્થાન. ૫
કાળા ડચુકે શરસ્ટો કીધું કોલ્ડ ડ્રીંકસ માગે આવી,
આઇસક્રીમ આનંદે ભાવે લ્યોને દુખના કુચા ચાવી;

ઓછી રોજી આવા મોજી કેમ રહો છો હે હેવાન,
સર્વ રળેલું ગયું હોટલે હૈયુ બળતું હીંદુસ્થાન. ૬
આખો દીવસ રળીરળીને હોટલ કાજે કીધું દામ,
સદા સાટાં કરી કમાયા હોટલમાં લીધો આરામ;
બનાવટી બ્રાહ્મણના હાથે ભજીયાં ખાતા ભુલતા ભાન,
ખમણ કચોરી ખુબ લઇ ખાતા હૈયુ બળતું હીંદુસ્થાન. ૭
ડબલ સીંગલ કોકો કોફી ઓર્ડરથી આવી મળતી,
ટેબલ ઉપર ટોપી મેલી પીવા માંડે છે વળતી;
ટેબલ હેઠળ લાંબા ટાંગા પુંછ હલાવે જેવું શ્વાન,
હલાવતા પગ તેવી રીતે હૈયુ બળતું હીંદુસ્થાન. ૮

લાવ અલ્યા બીસકુટ ઓ બુડથલ પૈસા એક તણું મુજ માટ,
આધીન સેવક હાજર કરતા જોઈ રોફનો ખોટો ઠાઠ;
ચાહમાં બોળી બીસકુટ ચાવે શીખામણ ધરતા નહીં કાન,
એઠું જુઠું અળગું મુક્યું હૈયુ બળતું હીંદુસ્થાન. ૯
આરીસા અંદર આખા દીલના દેખાવો તેને દેખાય,
ચહા પીતાં ફાડેલું મોઢું હૈડું તે દેખી હરખાય;
પરીક્ષા પટીયાંની કરતા બેઠો હોટલનો મેમાન,
વાંકું ચુકું ખસી ગયેલું હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૦

બુટ કાઢવાની છે બાધા રાખી છે ઇંગ્રેજી રીત;
હીંદુ થઇને થયો બગરચી રાખીને હોટલમાં ચીત્ત;
ભણ્યા ગણ્યામાં પૂરો પડીયો બોલીનો દીસે ગુણવાન,
સાહેબજી સાહેબજી કહેતો હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૧
ચહાને પીતાં મુછો બગડે રૂમાલ તેને લોવાનો,

બીસકુટનું બચકું ખઇ ઉઠયા હાથ નથી કંઇ ધોવાનો;
રૂમાલ પાણી રૂમાલ લોટો લુવે રૂમાલે નાકને કાન,
બીસા અંદર એંઠો ધાલે હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૨
બઇબંધોની ટોળી ઉંચ નીચ જ્ઞાતીની ભેગી થાય,
એક ડુલે તો સઘળા ડુલે તેવી રીતે પાછળ જાય;
પાણી પીને પૈસા આપ્યા પણ ન રાખ્યું ચીત્તનું ભાન,
આવક કરતાં જાવક ઝાઝી હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૩
પરસેવો વાળીને પૈસો ભેગો કરતાં આવે જોર,
ખોટે રસ્તે તે નાણાને હાથે કરીને નાખે ઢોર;
ઘરની બૈરી બાંટા પાડે ઉછેદીયા નહી ઘરમાં ધાન,
વ્યસની તો વળગી રહે વ્યસને; હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૪
નવાં લુગડાં બાળક માટે લાવે પણ પાસે નહી દામ,
ઉધાર ઉછીનુ લાવી લાવી ચલવે એતો ઘરનું કામ;
મુદ્દલનું તો બ્યાજ થયુ બહુ તોએ ફરી ગયું કયાં ભાંન,
હોટલ હેએથી નહીં અળગી હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૫
ઘરની બૈરી ઘંટી ચાટે વેશ્યા પહેરે સારાં ચીર,
ખરા ગુરૂને ખાવાનું નહીં લુચ્ચા ખાતા પુરીયો ખીર;
જો કોઈ શીખામણની વાતો કહે તો તેનો લે એ જાન,
બુદ્ધહા ગણીયા બેલ બરોબર હૈયુ બળતું હીંદુસ્થાન, ૧૬
હે ગુજરાતી આ ગુરજરનું નાણું સરવે મીથ્યા જાય,
ઉંધે રસ્તે નાણું નાખી અભાગીયા જન ખુસી થાય;
નાનાં બાળક ભણાવવામાં રાખે નહીં એ પોતે ભાન,
ફરે બીજાને જોતા જોવા હૈયુ બળતું હીંદુસ્થાન. ૧૭

## ગઝલ.

સુધારે તો થશે સારી, જગતની આ દસા બુરી;
કુધારે તો બગડવાની, બધી દુનિયાં સુરી પૂરી.
ઘણા વિદ્વાન વિદ્યાતે, ભણેલા તે ગણે નહીં જો;
ઘણા હુંશીયાર હુંશીયારી, મુકીને ચાલતા નહી જો.
ઘણા ધનવાન ધનનાથી, ધરમને તો મુક્યો આઘો,
ઘણા ડાહ્યા ડહાપણમાં, તમે સીદ ભીખને માગો.
અરે હે આર્ય ! શોખીલા, બીડી ચાહ પી થયા ઢીલા;
ગયું દૈવત હોટલે, ખરી હોટલની લીલા.
અરે ચસ્મા તમે પહેરી, ચતુરાઇ મુકી આવ્યા;
કીડી માંખો ને મકોડા, ચહા તેનો પીને આવ્યા.
બધો કચરો થયો ભેગો, પીનારો દેખતો નહીં જો;
વળી દુધો પીધા વાસી, ભમે છે ચીત્ત તો નહીં જો.
ઘણા પ્યાલા રકાબીમાં, પીનારા પી ગયા પાણી;
દીસે છે દેખીતી એંઠી, તસે લ્યો શાદને તાણી.
અરે ગુર્જર તમે ઘેલા, થઈને ધર્મ બોળો છો;
બીજાએ રાખ ચોળી છે, તમે શીદ રાખ ચોળો છો.
ઘણા પોરા મુવેલા તે, કુચા ભેગા ગળ્યામાં છે;
ટીલુ તાણી પીધું પાણી, ભગત તો નહીં ભળ્યામાં છે.
નહીં અફસોસ એંઠાનો, તને કંઇ લાગતો દીસે;
કહેનારા કહી લ્યોને, પીનારા તો જરૂર પીસે.



# હીંદુઓનો ખોટો ઠાઠ.

ઓછું ભણતર ખોટો ઠાઠ, તે દેખી થાતો ઉચાટ,
ઓછું નાણું 〃 〃
ઓછી બુદ્ધિ 〃 〃
ખીસાં ખાલી 〃 〃
ઓછી રોજી 〃 〃
વાદે વાદે 〃 〃
સંગે સંગે 〃 〃
રંગે રંગે 〃 〃
ચોરી કરીને 〃 〃
નહીં ઉદ્યમને 〃 〃
લાંબા જોડે ટુંકો જાય, મરે નહીં ને માંદો થાય;
સોબતનો લાગે છે રંગ, પાછળથી ઓછો ઉમંગ.
અછકલો ઝાઝો છલકાય, બીજાને દેખી મલકાય;
સીદને માથે ઘાલો ધૂળ, પ્રથમ જુઓ તમારૂં મૂળ.
ખાવા માટે ઓછું ધાન, બીજાનું દેખીને તાન;
બીજો ઘોડીનો છે સ્વાર, પોતાને ગદ્ધો તૈયાર.
હાથે મુર્ખ બનો હેવાન, રળવાનું રાખોને ધ્યાન;
ભણે એટલે બનતા મીર, નવ ભણ્યુ કે બને ફકીર.

## રાગ—મોરમનો—મરસીયા છંદ.

હાય હાયરે હોટલે હીંદુ વટાળીયા, હોટલે હીંદુ વટાળીયારે હાય.
નાના મોટા સ્ટુડંટો ફટાડીયા—રે હાય૦
મા ને બાપો નીશાળે મૂકે, છાનો બીડી હોટલોમાં ફુંકે;
આતો અવસર ભણ્યાનો ચુકેરે—હાય૦ ૧
મારે નીશાળમાં મહેતો, મોડું ખાવાનું થયું તું કહેનો;
માને બાપે મુકયો છે વહેતો—રે હાય૦ ૨
કરવા માંડી સ્ટુડંટોએ ચોરી, ઊંધે રસ્તે હોટલો ગઈ દોરી;
દહાડે દહાડે વધી ભજ્નની તોરી—રે હાય૦ ૩
મા ને બાપો જાણે ભણ ભણે છે, ભાઈ હોટલોમાં ચા લણે છે;
એતો રજાના દીવસ ગણે છે—રે હાય૦ ૪
આપે ચોપડીઓને શીનું નાણું, તેમાંથી ખાય હોટલમાં ખાણું;
પણ અંતે મા બાપે જાણ્યું—રે હાય૦ ૫
કેમ નથી લાવ્યો અલ્યા બુકો, મારવાને તો દીધો નાફુકો;
કહે ચાહ પીધી બીડીયો ફુકયો—રે હાય૦ ૬
હોટલ અંદરથી તો ન વીસારે, ગમે તેવું મહેતા તેને મારે;
વાડી બગીચે બેસવું ધારેરે—હાય૦ ૭
બાપ કરે પૈસાની ખુવારી, બાઈને હોટલો લાગી છે સારી;
મહેતો થાકયો એને મારી મારીરે—હાય૦ ૮

---

## ( રાગ—શંકર વસે કેલાસમાં. )

હોટલે પૈસા હડાવીયારે, કરી સૌને ગુલતાનરે. હોટલે૦
અભણુ ભણ્યાના માલનેરે. કેરો ખોતરીને ખાયરે;
ભણેલાને ભરમાવીયા, પાઉ બીસકુટ ચાયરે. હોટલે૦

મોટા શાહુકારના છોકરારે, નથી નાણાંની ભીડરે;
ટમ ટમે ચાહ કારણે, પડયાં ખેતરમાં તીડરે. હોટલે૦
ભજીયાં પુરી ને પાંદડાંરે. તેની લાગે મીઠાસરે;
કેમ સાહેબ કાંઇ જોઇએ ! આગળ ઉભા રહે દાસરે. હોટલે૦
દુધ પીવાનું કર્યું દૂર તેગે, ચાનો ચાખીને સ્વાદરે;
ઘરમાં નારીને ચા જોઇએ, લીધો સ્વામીનો વાદરે. હોટલે૦
ધણી મુશીબતે મેળવ્યુંરે, પાઇ પાઇ કરી ધનરે;
ઘણો પરસેવો વાળીઓ, ફર્યો શહેરો ને વનરે. હોટલે૦
ભંગીને ભાંગના ઘેનથીરે ઘણો વાધે આનંદરે;
અફીણુ અફીણી ખાય છે, તેવો હોટલનો ફંદરે. હોટલે૦

---

## હરીગીત છંદ ચાલ.

ગુજરાતની જે માતને જાણી તમે મુકી દીધી,
જે દુધથી દહીં ઘી બને તે મુકી ચાહ બીડી પીધી;
શીખંડ બાસુદી અને માખણ ઘણું ભાવે બને,
બરફી બને પેંડા બને એ ચીજ ભાવે છે મને. ૧
જે દુધનો દુધપાક ને ધારી બને સારી ઘણી,
કઢી છાશથી પીવી ગમે હે વિશ્વના મોટા ધણી;
આવી રીતેના સુખને મુકી જવાનું હોટલે,
બીડીથી હૈયું બાળીને પૈસા ટકા ખુટે ભલે. ૨
ચાને બીડીમાં ભાવ છે દુધ દહીં બીચારૂં શું કરે,
બીસકુટ ચહાની બહાર છે ત્યાં વેણ કાને શું ધરે;

ઘરમાં બીચારો નાહીને ટાઢે મરે છે તરફડી,
તો દાળને ચોખા મળે ગેટી મળે છે તે ઘડી. ૩
વળી વેદને વેદાંત વાંચી શાંત મનને ના કર્યું,
વાચ્યું રહ્યું છે પોથીમાં પણ હોટલે હૈયું ધર્યું. ૪



## લલીત છંદ.

અરર હે પ્રભુ ! શું કર્યું તમે, પરમ દુઃખમાં ડુબીયા અમે;
જ્ઞાતીઓ ઘણી એકઠી થઈ, હોટલો મહી હોટલો મહીં.
હોટલો તણા હે પ્રતિનીધિ, ચાહ મહીં તમે કામણો કીધી;
બ્રાહ્મણો અને વાણીયા તણી, કુંભાર ગાંયજા જ્ઞાતીયો ઘણી.
પટેલ શ્રાવકો સુતાર સોનીઓ, બધાએ એકઠા ઊંગ છે કીયો;
એક પાટલી એક મેજમાં, ખાણું ખાય છે સહેજ સહેજમાં.
પાણીની પૂરી પતરવેલીયાં, વાસી જે હતાં તેને મેલીયાં.
ઘેર નાતમાં નાગ્ર બ્રાહ્મણો, હોટલો કરે અનર્થ તો ઘણો.
મુકટા અને જે પીતાંબરો, પહેરીને જતાં દૂર ક્યાં કરો;
એક ડોલમાં રકાબીઓ ઘણી, ધોઈ ધોઇને આપતા ધણી;
બ્રહ્મતત્વને બ્રાહ્મણે મૂક્યું, વીશ્નુતત્વને વાણીયે ચુક્યું;
ઘેર ખાવને પૂરીયો તળી, કેમ હોટલો લાગી છે ગળી.
ડબલ દામને શીદને ખુવો, આંખ આપી છે જરા તમે જુઓ;
ધર્મ ભ્રષ્ટ તો હોટલે કર્યા, દામ સર્વ તો હોટલે હર્યા.
ઊંચ વર્ણમાં જન્મ આપીઓ, નીચ સોબતે શીદને પીઓ.



## રાગ—મેમાન કરે મેમાની.

**હોટલ** હૈયાની નારી, મુકે ક્યમ તે વિસારી.
**હોટલ** તે હીંચકો ધરનો, વળી પલંગ પ્યારા નરનો,
ચાની તો ત્યાં તૈયારી. હોટલ.
**હોટલ** છે ગુલાબ ફુલો, અંદર બેસીને ઝુલો,
વળી નાણાની ખુવારી. હોટલ.
**હોટલનાં** ખુરશી મેજો, શી આવે તેની લેજો,
બીસકુટ ચહા લાગે સારી. હોટલ.
**હોટલમાં હૈયું** હરખે, ગોલો સોનાને પરખે,
બેસે ઉઘાડી બારી હોટલ.
**જેના પીતા** ધનવાળા, તે દીકરા કરતા ચાળા,
જેમ ફરે ધણી મંજારી. હોટલ.
**આગળ** ઉભા રહે દાસો, કેમ સાહેબ શું શું ખાશો,
જેવી ગુણુકાની યારી. હોટલ.
**સાહેબને** માટે સોડા, પીવાના પહેરી જોડા,
સીદ ખુનો તમે ઘરબારી. હોટલ.
**હોટલમાં** હાજર ચીજો, પૈસા આપીને પીજો,
પીએ મોટા બ્રહ્મચારી. હોટલ.
**હોટલ** હૈયાનો હીરો, ઝડપે છે ઝાઝા વીરો,
જુગાર અને અહંકારી. હોટલ.
**સમશાનેથી** હોટલમાં, ચાહ પી લેવાનો પલમાં,
જુવે નહીં કાંઇ વીચારી. હોટલ.



## ( શંકર વસે કૈલાસમાં એ રાગ. )

પોતાને જોઇએ પાટલુનરે, વાસકોટ ઘડીયાળરે. પોતાને.
ક્ષઈના ખોખાપર જોઇએરે પહેરવાને ખમીસરે;
કુતરાની પેઠે કાંઠલો, ઉપર દેખાય શીવરે. પોતાને.
ખોટી દેખાય તેને પાઘડીરે, ટોપીમાં નહીં ભારરે:
સોટી તો હાથમાં જોઇએ, બબરચીના દેદારરે. પોતાને.
ચાલને ગારએ જોઇએરે, પીવા સારૂ ચીરૂટરે;
અક્કડ અસ્ત્રીબંધ લુગડાં, જોઇએ હોલસુરરે. પોતાને.

## ( રાગ—ઉપરનો ).

ભણ્યાનો માલ અભણ ખાય.

---

અભણને માટે એકહુરે, રળીને કીધું નામરે. અભણ.
દરજી પોચી ને ગાંયજારે, તેને ચાલ્યો વહેપારરે:
વહાલી છે વેસીંગ કમ્પની, લુગડાની ધોનારરે. અભણ.
સત્તર આનાનું લુંગડુ રે, સીવ્યાના આના સોળરે;
સોનાનાં ચસમાં ચઢાવીયાં, એ છે કેવું બેડોળરે, અભણ.
મુડે દાઢી ત્રણ દોરીરે, ડોસી મુડ્યાનો એકરે;
ચાર જાત ચહેરા કરામતી, વાળ મુંડ્યાનો નેકરે. અભણ.
અરધાજીએ ધુવે ધોબીઓરે, તેના આના છે ચારરે:
ખીસ્સાં ખાલી કર્યાં ખંતથી, ખાલી ઉડાવી બહારરે. અભણ.
ભણેલો પંદર પામતોરે, મળે અભણને ત્રીશરે;
આવું દેખી ઘણી વાપતી, મારા મનમાં રીશરે; અભણ.

હસી જોડા કર્યાં દૂરતેરે, પહેરી સપાટ બૂટરે;
લુગડામાં લલચાઇને, ઉભો પીએ ચીરૂટરે. અભણુ.
કરમે કપાસીયાનું થયુંરે; ઘીને સાટે તો તેલરે;
મીઠાઇ ભેગું મેળવ્યું. આવે ખાંડમાં મેલરે. અભણુ.
શોખીન સેપરેટ દુધનારે. થયો બીની મડી ભેગરે;
તેજ ચક્ષુનું ચાલીયું, ચાલ્યો ચશ્માંના વેગરે. અભણુ.

## ( રાગ ઉપરનો. )

### કલીજુગનું પ્રમાણુ.

વાંકી પાંથી પાડી પ્રેમદારે, કળજુગનું પ્રમાણુરે. વાંકી.
વાંકી આંખોને વાંકું હીંડવુંરે, વક્ર બોલતાં ન વારરે;
વાંકે રસ્તે નાણું વેરવું, વાંકો સરવે સંસારરે. વાંકી,
વાંકી ચોળીને વાંકાં પોલકાંરે, વાંકી ઘાઘરાની ઘેરરે;
ગરબો વાંકો વળી ગાઇને. જોગ વાંકનો છે ફેરરે. વાંકી.
સીધી પાંથી નથી શોભતીરે, વાંકી પાંથી શાબાશરે:
ધીક્કાર છે ધુપેલને, આંબળાની શી વાસરે. વાંકી.
વાંકી વાંકી ગમે કાંસકીરે, અંબોડામાં હરરોજરે;
કેવો સપાટનો શોખ છે, વાંકું વઢવાની ખોજરે. વાંકી.
વાંકા વળી પાણી સીંચવુંરે, ઘણું થયું છે દૂરરે;
ઘંટી વાંકી વળી ખેંચવી, મજુરી ગઇ મજુરરે. વાંકી.
મોટા ચુડા નથી શોભતારે, નાની ચુડીની ચીપરે;
કાચ સોનાની બંગડી, દેખાય મારી સમીપરે. વાંકી.

અરધે માથે ઓઢવુંરે, એવા હજારો વાંકરે;
પ્રેમદાની બુદ્ધિ પાછીએ, અને ગણાતી રાંકરે. વાંકી.
વસ્યાની ચાલે ચાલતીરે, વાંકી ચુંકી જે વાટરે;
જુતુ માર્યું જુના ઘાટને, કરાવી નવા ઘાટરે. વાંકી.

## (રાગ ઉપરનો.)

જુના રીવાજ જડમૂળથીરે, નાંખ્યા ખોદીને દૂરરે. જુના.
નારીને જોઇએ પોલકુંરે, જોઇએ ઝીણાં વસ્ત્રરે;
દીલ બધું દેખાય છે, જેમાં જાળાં સહસ્ત્રરે જુના.
પોલકાંથી પોતે પાતળીરે, મટી જાડી દેખાયરે;
દરજી મરજી સાચવી, પૈસા ફોલી ખાયરે. જુના.
જોઇએ ધોળા ધોળા ઘાઘરારે, હેઠળ ઝાઝી છે પ્લેટરે;
ધોબણનો વેશ ધરી લીધો, ડ્રેસ થયો ઓલરેટરે. જુના.
નાકે કાંટા નથી શોભતારે, ચુની ચતુર સુજાણરે;
ગયાં કલ્લાં ને કાંઠળી, કળીજુગનું પ્રમાણરે. જુના.
દરરોજ દવાની બાટલીરે, અને ચાનો જે કપરે;
ક્ષયરોગ ખતથી લાગીઓ, એતો બેઠો છે ચપરે. જુના.
ઉંડા કુવા ને લાંબા દોરડાંરે, કર્યાં ચકલીએ ચુપરે;
બેઠે પાણી ઘેર આવતું, એવો ઇંગ્રેજ ભુપરે. જુના.
રાંડીરાંડોના રેંટીયારે, ખુણે ઊધઇઓ ખાયરે;
ઘંટીના પથ્થર ફુટી ગયા, સંચે લોટ દલાયરે. જુના.
નારી ઉપર તમે નરહરીરે, કેવી કીધી છે મહેરરે;
તોએ કહે છે ઘણાં કામ તો, પડયાં છે મારે ઘેરરે. જુનાં.

ચીનાઈ સાડી ને ઝીક ઓપતીરે, બાંટ ખુણે સંતાયરે;
હાતણ બીચારા શું કરે, બુસ મસી ઘસાયરે. જુનાં.
ઘેર ઘેર ગ્યાસલેટ વાપર્યુંરે, લાગ્યું દીવેલને દુખરે;
બીજા જેવો ડ્રેસ રાખતીરે, પણ કાળુ છે મુખરે. જુના.
કાળીગોળી બનવાં જાયછેરે, કરી પાઉડરનો લેપરે;
સાબુથી સાફશુફ રાખતી, પણ ફર્યો મઢી મેપરે. જુના.



# વાંઢાનો વિલાપ.



( આંખ વીના અંધારૂં રે—એ રાગ. )

નાર વીના ઘેર તાળું રે, સદાય મારે નાર વીના ઘેર તાળું;
ઊડકું લોટા હાથે, લાવું હું પાણી માથે;
મન બળે સ્ત્રીઓને ભાળું રે. સદાય.
સવારે હાથે રાંધું, ભાખરી સાંજે બાંધુ;
મન બળેને કરૂં વાળું રે. સદાય.
પળે પળે પ્રેમદાને, ઘડી ઘડી પ્રેમદાને;
સંભાળી ખાટલો ઢાળું રે સદાય.
ઘરમાં પલંગ ખાટો, ટેબલ ખુરશીને પાટો;
પાનાં વીનાનું જેન ડાળું રે. સદાય.
સ્વપ્નામાં પરણ્યો નારી, હોંસો પુરી થઈ મારી;
વીજળીનું એતો અજવાળું રે. સદાય.

એકલા ઘરમાં રહેવું, સૌ દુઃખ મનમાં સેહેવું;
ધંટી વીનાનું જેમ થાળુંરે. સદાય.

હે ઇશ આપો નારી, આશા પુરોને મારી;
નહીં તો હીમાળે હાડ ગાળુંરે. સદાય.

દેડ ભંગીને નારી, ગુનેગારી શી મારી;
મનડાને મનમાં ઘણું બાળુંરે. સદાય.

સોટી પણ કોને મારૂં, વરણું કોને શણગારૂં;
સોટીનું ઘર મેં નથી ભાળ્યુંરે. સદાય.

દાળ ચોખાનાં વેલા, રાંધો સોટા મેલા;
ચારણીએ લોટને ચાળુંરે. સદાય.

સુન્યકાર સૃષ્ટિમાં, દેહ ડુબ્યો કસ્ટીમાં;
ઘરમાં નથી રંગીત સાળુંરે. સદાય.

સાળુની પહેરનારી, આભુષણની માગનારી,
મારા ઘરને તેં કેમ ટાળ્યુંરે. સદાય.

સાબુને અત્તર ચોળુ, ગુલાબજળ દીસે રોળુ,
નારી વીના તો સુખ કાળુંરે. સદાય.

વીચારની બાજી છે બાંધી, કામદેવે કેડ બાંધી,
શું કરું! નાણાંને ઉછાળુંરે. સદાય.



# નાર વીનાનો નર.

( દાઝ વીનાનો લાડુ એ રાગ. )

ખીસો શોભે સાર વીના, જેમ ગમેડું બાર વીના,
વહેપારી વહેપાર વીના. તેવો નર તો નાર વીના.
ઉદારપણું ઉદાર વીના, જારી નર જેમ જાર વીના;
માટી જેવી ગાર વીના. તેવો.
બ્રહ્મચારી બ્રહ્મચાર વીના, અધીકારી અધીકાર વીના;
સંસાર શૂન્ય પરીવાર વીના. તેવો.
જેમ ગુરૂજી હાર વીના, કરવું કામ વીચાર વીના;
જેવી યારી યાર વીના. તેવો.
પાઠ કરે પણ સાર વીના, બોલે પણ જે પાર વીના,
મોટું ઘર જે બાર વીના. તેવો.
મેંસો ગાયો ચાર વીના, ઝાઝું ખાવું આહાર વીના;
લડવું પણ તરવાર વિના. તેવો.
ઝાઝું લડવું વહાર વીના, બસ્સાં કુત્તાં ખાર વીના;
જેમ પરૂણી આર વીના. તેવો.
ભીખારી દાતાર વીના, તરંગો ગુનેગાર વીના;
આભુષણ દેદાર વીના. તેવો.
સાર સુખ સંસાર વીના, જમવું પણ કંસાર વીના;
ઉપર ઘીની ધાર વીના. તેવો.
ભામની ભરથાર વીના, નદી ઘાટ પરથાર વીના;
ઉતરવું પેલે પાર વીના. તેવો.

ઘોડો પણ ઘોડાર વીના, રોવું પણ પોકાર વીના;
રળવું જમ ઘોકાર વીના. તેવો.
ભજન કરે કરતાલ વીના, લટકું ગોળી બહાર વીના;
સોનુ પણ સોનાર વીના. તેરો.
કપડુ પણ સીવનાર વીના, જેમ આયુષ્ય જીવનાર વીના;
ટાઢ પડે પણ ઠાર વીના. તેવો.
માટી પણ કુંભાર વીના, ગરીબ અન્ન જુવાર વીના;
બળદ બક્ષ ગમાર વીના. તેવો.
સુરજદેવ સવાર વીના, અહંકારી અહંકાર વીના;
ધનુષ્ય પણ ટંકાર વીના. તેવો.



( સેહેજાનંદ હરી—એ રાગ. )

જીવડો જાએ બળી, નારી વીણુ જીવડો જાએ બળી;
તોએ નારી ન મુજને મળી. નારી વીણુ.
પશુપક્ષીની નરનારીની જોડી, દેખી જઉં કળકળી;
સુનું ઘર મારૂં દીસે હમેશાં, જેમ નેવા વીના વળી. નારી.
ઘડપણમાં નારી જુવાન પરણ્યો, તોએ નારી બળી;
જોસ જુવાનીમાં ઝુરી ગયું, પછી આ કામના એ નળી. નારી.
આખરી કાચી પાણી બનાવું, હાથે લોટ દળી;
ભજીયાં ઉનાં મને કોણ ખવરાવે, કોણ આપે પુરી તળી; નારી.
હોટલમાં ચડાને બીડીઆ પીને, છાતી તો ગઇ બળી,
અડધું દીલ મહારૂં રહે છે હમેશાં, ના મળી પુતળી. નારી.

## મરસીયા છંદ.

હાય હાય હું નારી વીના નર અભાગીઓ,
નારી વીના નર અભાગીઓ;
કર્મ ફુટયુંને થયો અભાગીઓ. હાય.
બાઇબંધો મહેણાં ખુબ દે છે, વાંઢો વાંઢો મને સઉ કહે છે;
મન બળી બળીને તો રહે છેરે. હાય.
જાણે પરણ્યો સ્વપ્નામાં હું નારી, આવો સ્વામી કહી બોલાવે પ્યારી;
જાગી જોઉં તો રાત અંધારીરે. હાય.
જઉં બારણું હું વાસીને તાળુ, ભુખે રહીને મહારી દેહ ગાળુ;
બળે મન બીજી નારીયોને ભાળૂંરે. હાય.
સમશાન સમાન ઘર દીસે, બળી મરૂં હું હું હરનીસે;
ભુખે સુઈ રહું રાસે ને રીસેરે. હાય.
મારી રીસને મનાવનારી ભામા, કેમ કંધી ગયાં તમે રામા;
મને બેસાડો તમારી સામારે. હાય.
લેખ લખ્યો વીધાતા તેં કેવો, ચાખ્યો નહીં સંસારનો મેવો;
ખાધી રોટીને ખાધી નથી સેવોરે. હાય.
મારે હાથે ભરવું પડે પાણી, પણ દેતું નથી કોઇ મને શાણી;
શાંણી વીના જીવતર ધુળધાણીરે. હાય.
સાંજે હાથે કરવી પડે દસમી, મારી દશા થઇ છે આવી વસમી;
બળી દશાને બળી ખાવી દસમીરે. હાય.



# અભીમાની અમલદાર અગર શેઠ.

### રાગ ગઝલ કવાલીની ચાલ.

બળી આ નોકરી કરવી, અમલદારો થયા ગરવી, બ૦
સાળો સસરો કહીને ભાંડે, ગાળો દે નરવી. બ૦
ખરા કામે રાખે રોકી, આંખો નીરે ભરવી. બ૦
લહી લખાને લમણાં દુખે, માથે સુકો ભરવી. બ૦
વીના કામે વીના સ્વાર્થે, બેસાડતો ગરવી. બ૦
ખરૂં કહેતા પડે ખોટું, સરીના શી રીતે તરવી. બ૦
સારો ઉદ્યમ એથી બીજો, વહેપારી દુકાનો કરવી. બ૦
હુંકારાથી તન બળે છે, બળી આ હોજરી ભરવી. બ૦
પોતે મોટા સુખમાં મહાલે, બીજાપર ક્રુરતા કરવી. બ૦
સ્વતંત્ર મુકયા હરીએ હમને, પરતંત્રતા કરવી. બ૦
વહોરા લોકો વહેપારી છે, સાબુને દીવાસળી કરવી. બ૦
કાચ લોઢુ ને કરીઆણુ, તુચ્છ નોકરી મળવી. બ૦
ચોર ચોરે ભને ઠપકો, માંથા વટી હળવી. બ૦
ગુલામ તો સરકારે કાઢયા, ગુલામગીરી કરવી. બ૦
બીજો મારગ સુઝે નહિ કંઇ, તેથી દુષ્ટ નોકરી કરવી. બ૦
શેઠીયા જો મળે સારા, તો તો બધી જીંદગી હળવી. બ૦



# સારા શેઠને હરામી નોકરો.

( રાગ—ઉપરનો ).

હરામી નોકરો ભાળી, નાંખું હું જીંદગી બાળી. ૯૦
ચોરીમાં ચોગડદમ પુરા, છુપાતા મુજને ભાળી. ૯૦
દગલબાજને જુઠા બોલા, અંતરે દાનતો કાળી. ૯૦
પ્રપંચી તો પુરેપુરા હાથોહાથ આપતા તાળી. ૯૦
એક બદલી બીજો રાખું, તોએ મેં શાન્તિ ના વાળી. ૯૦
મબાર ખદને ખોદે મહાર, જોઉં હું તે નીહાળી. ૯૦
હલાલ કરવું આખુ મુકી હરખાતો હરામનું ભાળી. ૯૦

## ખેતીમાં ચીત નહી રાખવાથી ફજેતી થાય છે.

# સહીયારી ખેતી વીષે દ્રષ્ટાંત.

કવીત.

ઇદર રાજા નોબત વાગે વાગે, ઘેરી ઘેરીરે;
રણછોડ ગોર તો રહીને બોલ્યા ઉગમણે ભણી જઇયેરે;
મુળીયાવાળા ખેતર સારૂ ગોપાળદાસને કહીયેરે.
ગોપાળદાસ વળી ધાંટે બોલ્યા જઇને હળાં ઘાલોરે;
દસ રૂપીયાનું ભરતીજો પણ આઠ હમને આલોરે.
આખુ વાવો તો આઠ આપો અરધુ વાવો તો ચારરે;
તેવાં વચન સાંભળીને હમે થયા તૈયારરે.
જઇને હળાં જોડીયાંને ઓતરા કાઢ્યા ચારરે;
ઓરડીના બાંટવા ને મહી છે લીલો કાસરે.

દઇવ હવે તો કેમ થશે ને કેમ કરી રહેશે લાજરે;
વાકામાંતો પાંસરૂ પણ ગાયકવાડનું રાજરે.
પાકશું કે ન પાકયુ ત્યારે સરકાર આપણને દંડશેરે;
માફ કરીને ખેડીશું તો મહેનત આપણી મળશેરે.
સુદીયુ સાફ પેર્યું ને પેરી મગને જારરે;
પુનમે તો પેરાંસુને બાળે નીકળ્યું બહારરે.
સુદીયુ સાફ કીધુ ને લીલી દીઠી છોડયોરે;
પંખીડાને કારણે કાનોજી મેલ્યા ટોડયોરે.
કાનાજીને કાન પણેક ફેરો એક ન ખાયરે:
ખેતર તો શુનુ પડયું ને લોક લુંટી જાયરે.
અરધુ ખાધું વાંદરે ભુંડા રગાડે લોકરે;
સમરાંગો સ્વર્ગે ભમે ને તલાપ મારે બાજરે.
ગામસ માસે ચાકરણો નાગ ઝાઝા ફરતારે;
અસુતરને સમજાણુ ઘણી ચારે મુળે ખાયરે-
નોળ કહે હું નાખાવડી ને જે માગે તેને આપુરે;
ઉંદર કહે હું ધગનો પણી થડથી રાડાં કાપુરે.
સીયાળો સેઢે ભમે ને તાણી નાખે છોડરે;
વડ તળે ઘેરો હતો તે ભાગી નાખે મોરરે.
દેવચકલીએ દેશ તેડીયોને ખબર કહેવા જાયરે;
એક ઉડયું અળગુ રહ્યું ત્યાં હજાર ભેગા થાયરે.
ચાંરસાં સીકોતરાં ને પીળકોડા છે પુરારે;
જાર મધળી ખાઇ ગયા ને પડયાં મેલ્યાં ખુરારે.
સુધરીએ સુધરીયા બાંધ્યા ચાટી ખાધુ ચારેરે;
ખાડે ખાધી પાંનકો ને ગડાં ખાધાં ઘોડેરે.
એક દીન જોવા આવીયો ને છુટી ચોસઠ ધારારે;
પાસેથા પાડોસી નાડા કરે છે માર્યા માર્યા રેહ.

અરધુ ઢાપ્યુ  અરધુ વાઢ્યુ;
વાડામાં લાવ્યા ત્યારે, કોક દુસમને બાળ્યુરે.

ગોપાળદા તમે ઘાટે બોલો, મહેર કરો મથુરરે;
સવદાભાઇ તમે સાયદી પુરો તેડુ કરો હજુરરે.

---

# કજોડા વીશે.

( મોટી નારીના ધણીનો વીલાપ. )

( બનજારો છંદ. )

તું તો સાંભળ મીત્રજ મહારા, મારા ફુટી પડયા જનમારા;
નાનપણમાં પરણાવ્યો તાને, ના જાણું પરણ્યાની વાતેરે;
માંથે મેલ્યા બહુ મણુના ભારા. મારા ફુટી.

મને વર્ષ થયાં છે ચાર, નારીની ઉમ્મર અઢારરે;
બળ્યા બળ્યા હીંદુના ધારા. મારા ફુટી.

મારી નારીનો ભભકો ભાળી, થાય લોકોની દાનત કાળીરે;
નાખે કાંકરા રસ્તે જનારા. મારા ફુટી.

ભાઇબંધો ખુબ હસે છે, મને નાનો નાનો સઉ કહે છેરે;
મેલ બોળો જગત કરનારા. મારા ફુટી.

સારાં સારાં ઔષધો હું ખાઊં, જાણે એનાથી ઊંચો દેખાઊંરે;
પણ નથી આવતા વારા. મારા ફુટી.

મારા ભણુતરમાં ધુળ નાંખી, મધપુડે બાઝી જેમ માખીરે;
આવા લેખ વીધાત્રા તારા. મારા ફુટી.

થઈ જોબનવંતી નારી, બાળ દશા દીસે છે મારીરે;
આના કરતાં સારા કુંવારા. મારા ફુટી.
બાઇ ભૂગોળ વિદ્યા વાંચે, બાઈ ચૂલામાં અગ્નિ શાંચેરે;
કર્મ ફુટયું ભાઇ ભણનારા. મારા ફુટી.

# નાના ધણીની નારનો વીલાપ.

( ચાબખો. )

જીવતર ગયું મારૂં બગડીરે, હૈએ આવી આતો સવડી.
સ્વામી મારાને ધીમે બોલાવું લેવાને મારી પાસ;
એકવેંત નીચો મારાથી એતો, શું કર્યું તેં અવિનાશરે. જીવતર.
બાળપણમાં નાનો સ્વામી, પરણાવ્યો મુજ સાથ;
સ્વામી નાનો ને બૈરી મોટી. મીલાવી દીધા હાથરે. જીવતર.
સઘળી સાહેલી સ્વામીની સાથે, ઉડાવે લીલા લેહેર;
મારો ધણી તો સંસારી રીતની, જાણે નહિ કંઈ પેરરે, જીવતર.
બીજા માણસો કરે ઇશારા, કાંકરા નાંખવા જાયરે;"
સંસારી સુખ મેં દીઠું નથી મારા પેટમાં લાગે લહાયરે. જીવતર.
ધણી મારાને ઘણો સમજાવું પણ એ નાનું બાળ;
સાચવી રહીને શીખામણ દઊં તો ઉલટી દેછે ગાળરે. જીવતર.
નાના ધણીને જોઇને સૌ લોક હસતા રહે દીનરાત;
સાહેલી મારી કરે છે ઠેકડી, જાણે કરૂં આપઘાતરે. જીવતર.
શરમાઈને હુંતો ભોંયમાં પેસું, ભુમી દેતી નથી માગ;
કામ જોબનમાં વ્યાપી રહયો છે, લાગે છે દીલમાં આગરે. જીવતર.
ગળથુથીમાં વીખ ના દીધું, એવાં વેરી માબાપ;
ઘર જોયું પણ વર ના જોયો, વાગી જગતમાં છાપરે. જીવતર.
ઉંચી એડીના જોડા પહેરીને, જાણે હું ઊંચો થાઊં;
મારી આગળ તો રોફ બતાવે, મનમાં બળી બળી જાઊં. જીવતર

# જગતના વેષધારી બાવાઓ.

## ( મરસીઆ છંદ. )

ભાઇ જોજો ઢોંગી જગતના બાવા, ઢોંગી જગતના બાવા
લેવા માંડયા સંસારના લહાવારે ભાઇ.
માત. પીતા જેણે દીધાં છોડી, ઇશ્વર ભક્તિમાં મન દીધું જોડી;
પણ તેમાં કસર રહી થોડીરે, ભાઇ.
થયાં ભગવાં વસ્ત્ર પહેરી બાવા, લીધા તંબુરો ભજન ગાવા;
લાગ્યા રૂપૈયા તનથી કમાવારે. ભાઇ.
થયા ભગવાં વસ્ત્રે બ્રહ્મચારી, કાઢી લાવ્યા ગૃહસ્થ કેરી નારી;
તેવા નરો રહ્યા ફાંફાં મારીરે. ભાઇ.
ચાર નારી બાવાને નવરાવે, ત્રણ નારી બાવાને ખવરાવે;
પાન સોપારી રસ પીવરાવેરે. ભાઇ.
પગ ચંપી બાવાની કરે પ્રીતે, નામ ભગવાનનુ મુકયું બીતે;
ભોગ કામો કરે બીતે બીતેરે. ભાઇ.
જુઓ જુઓ કળીના બાવા, લોકો આપે છે સારૂં સારૂં ખાવા;
શીદ પૂજો છો ઢોંગી બાવારે. ભાઇ.
પોતે ડુબી બીજાને ડુબાડો, આપી ગુબી બીજાને લગાડો;
શીદ સતી સ્ત્રીઓને બગાડોરે. ભાઇ.
નારી નરની ન રાખે માઝા, કરતી સ્વામીને દુઃખ ઝાઝા;
ખવરાવી રાખે બાવા તાજારે, ભાઇ.
વીસ ચાલી વર્ષોની ઘણી નારી, કોઇ સારી ને કોઇ નઠારી;
હરનીશ સેવે જાય બ્રહ્મચારીરે. ભાઇ.

# આર્યબંધુઓને શીખામણ.

(હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય છે-એ રાગ.)

દેશી મીત્રો સમજી રહો તો, શુખડાં હરનીશ થાશે;
નહીં સમજો તો ઢોંગી બાવા, સ્ત્રીઓ હરી લઇ જાશે. દેશી.
સ્વામીની સેવા નીત્ય કરવી, શીખામણ તેની ઉર ધરવી;
એમ ના ચાલે નારી ગરવી, દેશી.
સ્વામી છે જે ઘરના દેવા, માબાપે આપ્યા જે મેવા;
તેને તારે શું મુકી દેવા. દેશી.
સ્વામીની સાથે લડી બાઝી, બાવાને દેખી થતી રોજી;
હું પાએ નમું મારા બાવાજી. દેશી.
બસ હું તો ભજનમાં જાવાની, સેવા કરવાને બાવાની;
નથી રાંધુ અને નથી ખાવાની. દેશી.
મહારે તો થઇ છે કથા વેળા. ખાવાં હોય તો ખાજો કેળાં;
નહિ તો સાંજે થઇશું ભેળાં. દેશી.
આવી લત લાગી બાવાની, તારી પુછે ખબર નહિ ખાવાની;
નારી એ નીશ્ચે જાવાની. દેશી.
બાવાની થઇ એતો બાવી, ઘરમાંથી ધન ચોરી લાવી;
દેશી બંધુના દશા આવી. દેશી.
માબાપે આપ્યો જે સ્વામી, તેને લાગે તું નકામી;
ભેલરી થાએ તેના સામી. દેશી.
બાવાની દેખીને દાઢી, લલચાઇ ગઈ મોટી લાડી;
બાવો કહે છે માડી માડી. દેશી.

**દોહરો.**

બાવાની બાવી થઇ, મુકી નીજ ભરથાર;
નાણું પણ લેતી ગઇ, છોડયાં ઘરને બાર.

# રાંડેલી ઢોંગી ભક્તાણી.

## (રંડાપા ભેગા મંડાપો ને વાડા ભેગા નાડા.)

### (રાગ—રામા રામા બોલો મારા ભાઈરે.)

જુઓ જુઓ ભક્તાણી જપે માળારે, જપે માળારે
એના ચાળારે. જુવો.

હાથે માળા. ફરે આંખે ઇસારા કરે, ચીને ઇસિકના
ભિછાળારે, જુઓ.

ખાતરની ચાલે ચાલે, આડી ને અવળી મલાલે, આતું ખાતું
દેખી થાય જવાળારે. જુઓ.

જગમાં રંડાઇને, મનથી મંડાઇને, અત્તરે હોળ્યા,
નિમાળારે. જુઓ.

બેડી સપાટ પગે, પાટલી ભોંય લગે, પોલકાં શોભે
રૂપાળાંરે. જુઓ.

આંખે તો સુરમો આંજે, સાબુથી મુખ માંજે, જુઓ જુઓ
ભક્તિવાળાંરે જુઓ.

ગંગાએ નાહી ધોઇ, ખસો અડશો ન કોઇ, રસ્તે રખડતા
ચાર ભાઇબારે. જુઓ.

સાને સમજાતી, એવી એ ડાહી, ગંગાએ નાહી ધોઇ
બાળારે. જુઓ.

રાંધીશું રાતે ખાઇશું ખાંતે અત્યારે ઘેર જાઓ ચાલ્યારે,
જુઓ.

ઘેર આવીને બેઠી, તરત સેવામાં પેઠી, દેવ નવરાવી લીધી
માળારે. જુઓ.

આવે પાડોશી બાળ, મોઢેથી હેતી ગાળ, કેમ અડક્યું મને
સાળારે. જુઓ.

કરેલી માળા જાશે, ફરીથી નાતું થાશે, મરજો જણનારી
તમ બાળારે. જુઓ.

ફરીથી નાહીને, માળાને લઈને, મનમાં ગમેલા રૂપાળારે.
જુઓ.

આંખેને કાંને ટીલાં, ગોપીચંદનના ખીલ્યાં, બેંસ બડકે તેવાં
ભાળ્યાંરે; જુઓ.

દાળ ઓરીને ચાલી, હાથે કોથળી ઝાલી, દરશને ચાલ્યાં
રૂપાળાંરે જુઓ.

આવાં દરશનમાં ભળે, પ્રભુ ક્યાંથી તો મળે, મનડાં છે
જેના કાળાંરે. જુઓ.

જમી પરવારી, નવરી થઈ નારી, જઈને જોગીને નિહાળ્યારે.
જુઓ.

થાળ જમાડી ફરી, બાયુ ઉરાડે ફરી, પગ ચાંપતાં કરે
ચાળારે, જુઓ.

બાવાએ ચાળા ભાળી, દાંનત કીધી કાળી, મત ગભરાઈઓ
બાળારે. જુઓ.

બાવાને લીધા નહાવા, પહેલું આપીને ખાવા, કર્મ કરે છે
જુઓ કાળાંરે. જુઓ.

સાંજ પડી છે ખરી, પાછી ત્યાંથી તો ફરી; વહાલાંના
વાયદા સંભાળ્યારે; જુઓ.

પરમેશ્વર ભજવા મુકી, મનુષ્યા જનમે તું ચુકી, ધીક છે
વાયદાવાળારે, જુઓ.

પુર્વના પાપે રંડા, આ જનમે આવાં મંડ્યા, લક્ષચોરાશી
જનમ ગાળ્યારે, જુઓ.

ક્યારી મળને મુતરની, મનુષ્ય જનમના દરની, ચુકલ
દીન દયાળારે, જુઓ.

## રાગ—મોરમ.

હાય હાયરે રાંડેલીના આ બળાપા, રાંડેલીના આ બળાપા;
તુટી પડીયા સીંધુ મહીં ચાપારે. હાય.
બાળપણુમાં રાંડેલી છે બાળા, અંતર કામાગ્ની અગનીનો જવાળા;
તેને જપની ગમે કેમ માળારે. હાય.
જુના જુના હીંદુના રીવાજ્જે, રંડા ગર્ભો પાડે તમે લાજ્જે;
આના કરતાં પરણુવાને બાજ્જેરે હાય.
ગર્ભો પાડી પાડી દેહને ગાળે, માતપીતા અંતર તેને બાળે:
મરે ત્યારે તે નીરાંત વાળેરે. હાય.
આથી પુનરલગ્ન શું ખોટું, ગર્ભ અંદર બાળક મરે છોટું;
એથી બીજું શું છે દુષ્ટ મોટુંરે. હાય.
આવી ઘણી બાળાઓ રંડેલી, એતો અંતરથી રહે છે માંડેલી;
કેવી હીંદુ મીરીયાદાની ડેલીરે. હાય.
હીંદુશાસ્ત્રો કરનારા ક્યાં સુતા, વળગાડી ખોટાં ખોટાં ભુતાં:
આખો જનમારો મરાવો જુતાંરે. હાય.
કંઈક જાએ બીજા જન લઇ નાસી, કુળની સુનાવડા થાય કાસી:
કળીકાળે તો ઘાલી છે ફાંસીરે. હાય.
આવી બાળાઓના આ બળાપા શાસ્ત્રકારો ઉપાડોને ઝાંપા;
પણ સો રહ ગયા વાગી ખાંપારે હાય.
જોશી મહુરત કેવું જોવા માંડે, પરણ્યા પછી બારે મહીને રાંડે;
મોકા મારો એ જોશીની ગાંડેરે. હાય.

# જન્મ ધરીને સંસારમાં શું શીખ્યું ?

લેખક:—દલપતરામ ગૌરીશંકર નરભયા–જામનગર.

**રાગ–માલ કોષ.**

શું સાર શીખ્યા આ તરી. જો ચાર સાધન નાં સર્યાં,
ધન ધાન્યને દોલત ખજાના, ભૂમિમાં રહેશે ભર્યાં; **શું સાર.**

ધોળાં થયાં કાળાં ગયાં, પણ કૃત્ય કાળાં રહી ગયાં,
ધોળે પડી એ સુગ ધોળાં; કીર્તિ કામ નહિ કર્યાં; **શું સાર.**

દાદા દર્યાં ટકાપનુ ભર્યાં, વળી દંડ કર માંડે ધર્યાં,
એ કાર્ય વ્યર્થ કર્યાં કમંડળ, દંડ કરમાં ભેળું ફર્યાં. **શું સાર.**

હાડ ચામેથી ગળ્યાં, મેલ મૂત્રથી ભરેલાં,
હાંડલાં ન કર્યાં કયા જો: ધર્મ ધોરનુ પરહર્યાં; **શું સાર.**

પાવલાં પગમાં ધર્યાં, પરિધાન પિતાંબર ધર્યાં.
એ પાવલાં ન ધર્યાં ધર્યાં જો, જ્ઞાન ધ્યાન પરાં રહ્યાં. **શું સાર.**

નિજ ગેહમાં શિક કર્યા, ધનચોર અધારાં ટળ્યાં;
ધનચોર એ ન ટળ્યાં ટળ્યાં જો, દેહ અધારા રહ્યાં; **શું સાર.**

બહુ ખર્ચ કરીને સંચર્યા, દેવાલયને ભૂમિ ફર્યાં;
ભૂમિ એ ન ફર્યાં ફર્યાં જો, બ્રહ્મભૂમિ નાં ફર્યાં; **શું સાર.**

બાગ ઉઘાને ગયા, મિષ્ટાન ભોજનને ગળ્યાં,
એ ભોજનો ન ગળ્યાં ગળ્યાં જો, ગર્વ તંતુનાં ગળ્યાં; **શું સાર.**

દાઢ માડેથી કર્યાં, મુખ આરસી જોઈ રહ્યા,
મુખ જોઈને ન રહ્યા રહ્યા જો દયા દાન નયાં ગયાં. **શું સાર.**

તંબુલો મુખમાં ધર્યા હાથે અને ચૂરે કર્યા;
એ પાન રહેશે સૌ પડ્યાં, હીરા કસોટી જે ભર્યા. **શું સાર.**

**સમાપ્ત.**